શ્રી

# પુષ્પક નાટકના,

## ગાયનો.

રચી પ્રગટ કરનાર,

Ishwarlal R. Trivedi.

(ધી સુરત "નાગર યુનીયન" તરફથી)

---

ગીતિ.

ખરે નથી કાંઇ અમમાં ગતિ, વળી, છે અજ્ઞાનતા નિશ્ચે;
તોપણ ઇશ કૃપાથી, રચ્યું પુસ્પસેનનું ચરિત્ર દ્ઢ ચિતે.

(આ ખેલ ભજવવાની અંબેલાલ જયાનંદને
રજા આપી છે.)

'ધી સુરત રાઇઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસ.'
(ગ્રંથસ્વામિત્વ.) સને ૧૮૮૯.

કિંમત બે આના.

# પ્રસ્તાવના.

———0*0———

હે આર્ય રત્નો પુષ્પસેન આખ્યાન દેશ પ્રસિદ્ધ છે,ને તેમાં ઘણું કરીને સર્વ રસનો સમાવેશ થયલો છે ને તેનો હેતુ નીતિ તથા દેશાભિમાન ધરાવનારજ છે.

આ ગ્રંથ કર્તાની આ વખતે એક વિજ્ઞાપ્તી છે કે આ લઘુ પુસ્તકમાં ગાયનોની અંદર નજર ચુકથી જે ભુલચુક રહી ગઈ હોય તે સુધારીને વાંચશો તથા તેને માટે મહેરબાનીકરી સુચના કરશો કે તે પ્રમાણે બીજી આવૃત્તિમાં સુધારો કરવામાં આવે. આ ગાયનોની અંદર ઘણી ખાંમીઓ હશેજ કારણ કે અમારો પહેલી વારનોજ પ્રયત્ન છે

સુરત નાગર ફળીયું
તા૦ ૮ ઑગસ્ટ ૧૮૮૯.
ઈ. ર. ત્રીવેદી.

———*0*0*———

૪૨૩૭

# પુષ્પક નાટક.

## ગાયન.

---

### ઇશ્વર સ્તુતિ –રાગ કલ્યાણ

**સૌ પાત્રો:—**

નમું હાથ જોડી હું, કૃપાનીધિ છે તુ:
બુદ્ધિ અમને આપજે, અર્જ કરૂં છું હું. ટેક.
જય પ્રભુ તારી, બુદ્ધિ ન્યારી, અકળ કળા વિસ્તારી;
જય જગ સ્વામી. અંતરજામી, અવિચળ બહુ નામી. નમું
કામ. ક્રોધ. મદ, મોહ, નીવારી, આપ મતિ સારી;
આ ખેલમાં પાત્રો સઘળા, માંગે આશીશ તારી. નમું
છે મુશ્કેલ કામ, નથી હામ, રટીએ તારૂં નામ;
મહેરબાની કરી, રંક પાત્રનું, પાડ પુરૂં આ કામ. નમું
સેવક દીન, બુદ્ધિ હીન, તું છે ગુણ ભંડાર;
આ પાત્ર જનોને સ્હાય થા, ને અર્જ તું સ્વિકાર. નમું
કર કરૂણાં વિશ્વંભર, સ્વામિ કીર્તિ તારી અથાગ;
દુઃખ અમારાં ટાળવાને, પધાર તું સાક્ષાત્. નમું

ગજાનંદ મહારાજ પધારો સિદ્ધિ બુદ્ધિના નાથ;
અરજ કરેછે **લાલ ઈશ્વર**, જેનો ગ્રહ્યો તેં હાથ. નમુ

---

પોતાના સ્વામીના કહેવા ઉપરથી નટી નીચેનુ ગાયન ગાય છે. )

**નટીઃ—** **રાગ સોહાગની ગજલ.**

( શુગ્ સચીવ—એ રાગ. )

આ વાડીનો શો બહાર. હો પીયુ મારેરા,
ડોલર, ચંપો, કેતકી, શુશોભિત મોગરા. આ વાડી૦
એકઠાં કરીને સ્વામી, હાર તો ગુંથું,
પ્રાણપતિ માટે લઈને, ગળે આરોપું. આ વાડી૦
આ સુંદર આરોપું હાર, પીયુ આપ ગળે,
સાફલ્ય સેવા મારી થાય, આપને મળે. આ વાડી૦

---

**સુત્રધારઃ—** **ગીતિ.**

નમન કરી બહુવાર, પ્રભુ અગણિત ઉત્તમ ગુણો;
સો સુજ્ઞ ગ્રહસ્થો આવાર-ખુશીથી ખેલજ સુણો.

( શરત પ્રમાણે નિશાન ચુકી જવાથી તેનો મિત્ર તેને સુલોચનાને ઘેર જવાનું સુચવેછે, ત્યારે નીચેનું ગાયન પુષ્પસેન ગાયછે. )

પુષ્પસેનઃ— રાગ. જુઓ જુઓ વિપ્રે-

શુણ પશ્ચાત મુજ મિત્ર-હું નહિ જાઉં એને ઘેરરે.
એ નથી ક્ષત્રિની રીત-હું નહિ.
એ સ્ત્રીઅછે કોણજ માત્ર-હું નહિ.
એ થઇછે નર્કને પાત્ર-હું નહિ.
હું કરીશ એને બે હાલ-હું નહિ.
એની વલે કરીશ હું કાલ-હું નહિ.
મારી મશ્કરી કીધી આજ-હું નહિ.
એ નફ્ફટને નથી લાજ-હું નહિ.
તું જાણેછે એ સઘળી વાત-હું નહિ.
ધિઃક ધિઃક છે એની જાત-હું નહિ.
એણે હાંસી કીધી તુજ સમક્ષ-હું નહિ.
મિત્ર તું પણ કરેછે એનો પક્ષ-હું નહિ.

---

જેતસિંહઃ— રાગ પીલુ. તાલ લાવણી.

મુજ પ્રિય મિત્ર હો, તમે ધીર ધરોને મનમાં,
જવું પડશે તમારે રાજા, એ સ્ત્રીને ઘેર;
હઠ છોડીને જાઓ તમે, ન કરો મુજપર કેર. મુજ પ્રિય
જાઓ જલ્દી હવેરે તમે, પૂછો ઘરની વાટ,
વચને બંધાયાછો તમે એના, શાને કરોછો વાર. મુજ ૧૫

જાઓ જલદી પરણો પદ્મની, શાને કરોછો વિલંબ;
વદાય થાઓ જલદી હવે, કેમ થયાછોજી મંદ. મુજ પ્રિય

---

( પ્રધાન તથા સેનાપતિને લશ્કર લઈ, રણમાં વાઘ મારવા જવાનું સુચવે છે. )

ચંપકસેનઃ— ગજલ.

રાગ.—પિતાજી આ કોપ.

(સેનાપતિને) અરે સેનાપતિ, કરો એક કાજ,
લશ્કર સજ કરો, લઢવા આજ.

( પ્રધાનને ) અરે ઓ પ્રધાન, ઉઠોરે આવાર,
ફરવો ઢંઢેરો, નગર મોઝાર.
જે પુરૂષ નહિ આવે, રણમાંહે,
તેનુ કાપીશ શીશ, રૂબરૂ માંહે.

---

(પુષ્પસેનને જ્યારે એની માતા રણના સમાચાર પુછેછે ત્યારે—)

પુષ્પસેનઃ— કેરબા.

મા, એશું કહોછો તમે, નથી કાંઈ જાણુતોરે
નથી કાંઈ જાણુતોરે, નથી કાંઇ જાણુતોરે. મા, એશું.
ક્યાં ગયાછે મુજ પીતા, એ શું બોલોછો,
વાઘ શો ને વાત શી, કાંઇ મીછુ નહિ અમો. મા એશું.

ક્યારે વાઘ આવીયા, એ કહો મારી માત.
શું થયું ને શું બન્યું, તે વિસ્તારી કહો વાત, મા એગુ'



પુષ્પાવતી!— ધનાસરી.

( પુષ્પશેનની ગેર હાજરીમાં થયલી બીના )

શુણ પુત્રતું કાન, મારા વાહ્લાલા, પુત્રતું શુણ કાન. ટેક.
વાઘ આવ્યા બે, નગરમાંહે, કાધી માણસોની ઘાત. મારા૦
લોકો દોડી, ગયા સભામાં તારા તાતની માગી હામ, મારા૦
તારા તાતે, ઢંઢેરો ફેરવ્યો, રણમાં જવું છોડી કામ. મારા૦
જે નહિઆવે રણનીમાંહે, ફેડું નકી તેનો ઠામ. મારા૦
લસ્કર સઘળું છે રણમાંહે, તું કેમ ન ગયો ત્યાંય. મારા૦
સઘળા રહયાછે, રણને વિશે રાતે રહ્યો તો તું કયાંચ. મારા૦
માટે હવે તું, જા અહિંથીવે'લો, જઇ પહોંચજે ત્યાંય. મારા૦

———0*0———

( રાજાએ શહેરમાં દાંડી પીટાવી હતી કે જે કોઇ રણમાં સાથે નહિ આવે તેનો માણ લઇશ. પણ રાજાનો છોકરો પુષ્પસેન શહેરમાં નહિ હોવાથી સાથે ગયો નહિ માટે જ્યારે એ કચેરીમાં આવેછે ત્યારે. )

રાગ જુઓ જુઓ વિપ્રે.

**ચંપકસેન** :—

શુણ નાફટ પુત્રનું આ વાર. હું નહિ તને હવે છોડું રે
નથી કાઢવાનો આમાંથી સાર હું નહિ,
દુષ્ટ હતો તું ક્યાં આટલી વાર. હું નહિ૦
જો જે મારૂં છું હું તુજને ઠાર હું. નહિ૦
મૂર્ખ છોડીતેં સઘળી શરમ. હું નહિ૦
ડુબાવ્યું છે તેં આજ મારૂ મન. હું નહિ૦
મૂર્ખ કલંક લગાડયું ક્ષત્રી જાત. હું નહિ૦
લજવી છે તેં તો તારી માત. હું નહિ૦
ધિઃક ધિઃકછે દુષ્ટ તુને આજ. હું નહિ૦
નફ્ફટ છોડીતેં શરમને લાજ. હું નહિ૦
મારી પ્રતિજ્ઞાંનો કીધો તેં ભંગ હું નહિ૦
મૂર્ખ તારામાં નથી કાંઈ ઢંગ. હું નહિ૦
જવા દઉછું હમણા તુને આજ હું નહિ૦
મળવું હોય તેને મળવા કાજ. હું નહિ૦



દોડી.

અરે ઓ પ્રધાન તમે, જુઓ શું આવારે,
એ મુર્ખ પુત્રને, લાજ નથી લગાર ;

હું જોઉંછું કોણ, કરેછે એની વ્હાર. અરે ઓ૦
એ થયોછે દેહાંત, દંડનેરે પાત્ર,
એમાં તમે ન સમજો, ખોટું તલ માત્ર;
જુઓ થઈ ગયાં છે ઢીલા એના ગાત્ર. અરેઓ૦
કારણ એ પુત્ર તોડયો, પીતાજીનો ટેક.
એ પુત્ર નહિ પણ, પથ્થર પડયો મુજ પેટ;
હવે પહોંચાડીશ, હું એને છેક ઠેઠ. અરે ઓ
(પુષ્પસેનને નહિ મારવા રાજાને સમજાવેછે.)

**ગઝલ.**

રાગ શ્રી દ્વારીકા ધીસ.

**પુષ્પાવતી :—**

શુણો રાજાજી, વિનતી મારી, હું છું આપની રંક દાસી ટેક૦
તમે ત્રાતા, તમે દાતા, તમે મુજ પ્રાણ પ્યારા પતિ શુણો૦
તમે વિદ્વાન, તમે ગુણવાન, તમારી કેમ ફરીછે મતિ શુણો૦
પ્રીતમ પ્યારા, શંભુ માહરા, નમુ હું આપને દાસી શુણો૦
વિનતી મારી, દીલધારી આપ છો પૃથ્વીના પતી શુણો૦
ન મારો, હું કહુ વીનવી, મારેથી થશે આપની હાંશી શુણો૦
વંઝીયા મરણ, દાખસરે થશે, લેશે કોણ આપની ગદી શુણો૦
મારેથી એ, હત્યા, ચોંટશે, બાળને સ્ત્રી હત્યા ભારી શુણો૦

## લાવણી

**જેતસિંહ :—**

છે નેન કમળ ( ૨ ) એના પીતાનું નામ.
ચંપાવતી નગરી વિશે, કરે વે'પારીનું કામ.
વળી સુલોચના ( ૨ ) બત્રીસ લક્ષણી કહેવાય,
ઘેર બેઠી બેઠી હવે, "પુષ્પસેન" ગુણ ગાય.
છે જાત વાણીક ( ૨ ) મેં જોઈછે સાક્ષાત,
સુર્ય ચંદ્ર પાણી ભરે, એવીછે સુંદર કાંત.
છે નીતિવાન ( ૨ ) મમ વચન સુણો રાજન,
વચન પાળ્યું પુષ્પકે, તો પાળો એનો શુકન.
મોકલો સીપાઈ ( ૨ ) તેડી મગાવો આજ,
લગ્ન પુષ્પકના કરી, ખુશી થાઓ મહારાજ.



( પુષ્પસેન વનમાં જવાની રજા માગેછે ત્યારે. )

## રાગ પીલુ તાલ લાવણી.

**પુષ્પાવતી :—**

મુજ પ્રીય પુત્ર હો, રહેશે કોણ તુજ સંગ,

**પુષ્પસેન :—**

ખાલી જવુની શોક, કરે તુજ મન.

પુષ્પાવતી:—

હે પુત્ર તું, જાયછે એકલો કેમ ભોગવશે વન,

તુજવિના એક, ઘડી નવ જાય, રાખ થશે મુજ તન. મુજ.

પુષ્પસેન:—

કેમ માતા તું, વિલાપ કરેછે, હું છું ક્ષત્રી તન,

તન ચંપકનો, કોથી ન ડરે, રાખ ધીરજ તુજ મન. ખાલી.

પુષ્પાવતી:—

નારે પુત્ર તુજ, વણ ન રહેવાય, એક ઘડી વર્ષ તુલ્ય,

કીધો ઉછેરી, મહોટો તુજને, મારે નથી કાંઇ તુલ્ય મુજ.

પુષ્પસેન:—

ના! માતા હું, પાળીશ વચન, મુજ પીતાનું આજ,

દેશવટો ભોગવશે એમાં, શું મહોટું છે કાજ. ખાલી.

પુષ્પાવતી:—

જેતસિંહને, લેજે તું સાથે, એછે તારો મીત્ર,

જંગલમાંહે, તુજને નડશે, પ્રાણી ચીત્ર વિચીત્ર મુજ!

પુષ્પસેન:—

શુણ માત હું જઇશ એકલો, શોછે પ્રાણીનો ભાર,

તીર કામઠાં, રાખું બગલમાં, હાથ લઉં તલવાર. ખાલી.



(પુષ્પસેન સુલોચના પાસે વનમાં જવા રજા લેવા જાયછે ત્યારે.)

**રાગ સાહીયર દુઃખ શું દાખવું.**

સુલોચના:—
પ્રાણનાથ જવાઆટેતો, નક્કી તમે વાત,
આવું હું તમારી પાછળે, રહું તમારી સંગાથ. પ્રાણનાથ.
પુષ્પસેન:—
ધન્ય ધન્ય દીન આજનો, શાને કરેછે વિલાપ,
પીતાનું વચન પાળવા, તું રજા મુને આપ. ધન્ય ધન્ય
સુલોચના:—
પ્રાણ તમ વિયોગતો સાલશે, કરો કાંઈ ઈલાજ,
જેથી કરી અહિં રહેવું બને, દુઃખ ટળે મારાં આજ. પ્રાણ.
પુષ્પસેન:—
પ્રીયા શોક તજો તમે, આથી દુઃખ મુને થાય,
વિલાપ તમારો જોઈને, છાતી ફાટીતો જાય. ધન્ય ધન્ય.
સુલોચના:—
તમ વિના સંસાર સુન્ય છે, ઝુરી ઝુરી મરીશ;
છાતડી ફાટી જાયછે, કેમ એકલી હું રહીશ. પ્રાણનાથ.
પુષ્પસેન:—
ધીરજ રાખો મનનાં, શાને કરોછો ઉચાટ;
બાર વર્ષ વિત્યા કેડે, આવીશ હું તત્કાળ. ધન્ય ધન્ય.
સુલોચના:—
જો એક દિન ઉપર થશે, તો કરીશ આપ-ઘાત;
એ હત્યા તમને લાગશે, સત્ય માનો આ વાત. પ્રાણ

પુષ્પસેન:—

તમ પતિવૃત સંભાળજો, મિત્રની લેજો સલાહય:
મુજ મિત્ર જેવા જગમાં, હશે કોક વીરલાય. ધન્ય ધન્ય.

——*0*0*——

રાગ. ( મુને છોડ ચલા બનઝારા. )

જેતસિંહ:—

પ્રિય મિત્ર હો મારા ભાઇ, રાહ જોઇ બેઠો હું આંહિ- ટેક.
તુજ વાણ નથી કો મિત્ર, તને નડશે પ્રાણી વિચાત્ર.
વિક્રાળ જંગલની માંહી, રાહ જોઇ બેઠો હું આંહિ.- પ્રિય.
ધિક્ક ધિક્કછે મિત્ર તુજને, તું છોડી જાયછે મુજને;
કેમ મને તજી જશો ભાઇ, રાહ જોઇ બેઠો હું આંહિ- પ્રિય
કરવી નહિ મિત્રતા આવી; હું કહું છું તુજને જણાવી;
તારી નામ તણી મિત્રાઈ, રાહ જોઇ બેઠો હું આંહિ- પ્રિય.
જો પ્રધાન-પુત્ર હું સાચો, નહીં જાઉં અહીંથી પાછો;
હું આવીશ તુજ સંગ ભાઇ, રાહ જોઈ બેઠો હું આંહિ- (

—0*0*0—

પુષ્પસેન:— ( છપય છંદ. )

નવ ફિકર કર ભાઇ, આવીશ હું વહેલો,
ધીરજ ધારી મન, રહે તું અહીં એકેલો,
ભાઈ તુજ વણ નહીં, ગમશે જંગલ માંહે,
તારા વચનો શુણ્યા વિના, તૃપ્તી નહિ થાયે.

પ્રિય અળગો કરતાં તુજને, ચંચળ ચિત્ત મારૂં રહે,
પણ પિતાનું વચન પાળવા, જાવા ચિત્ત મારૂં ચહે.



પુષ્પસેનઃ— (રસ્તામાં જક્ષણીને-)

## લાવણી.

જોઊછું તારી મગદુર, ઘટ્યું તુજ તુર, ચઢ્યું મુને શુર
કહે કોણછે મુને, તું માનવી કે અસુર.
શું છે તારૂં નામ, આવી ધરી હામ, શું પડ્યુછે કામ;
મોત જોયતું હોયતો, આવ આપું આ ઠામ.
હું છું ચંપક તન, રાજ્ય કરે રાજન, ચંપાવતી માંહે;
નથી ઓળખતી તું, બહાદુરી શું બતલાવે.
તું આવીછું શા કામ?
નથી તારામાં હામ,
સાંભળ્યું નથી મુજ નામ.
મારૂછું તુને ઠાર, જો તું મારી તલવાર, થઇછે ક્રૂર—કહે કોણ
નથી ઓળખતી ચંપક તન, ઝેર વર્ષે મન, બાળી
કરૂછું અગન;
તીર તાકી મારૂં ને, તુજને કરૂછું પતન.



જક્ષણીઃ— રાગ. સારંગ તાલ ગજલ.
રાગ. (હએ ખુદા મુજકો—)

હે પુત્ર ન છેડ મુજને માત છું તારી,
હું હારીછું તુંજ સંગે, રહેમ રાખ જરી—હે પુત્ર.
ચંપાવતીમાં બેઠા બાપ, ચંપકસેન તારા,
એના પુત્ર પુષ્પસેન, છો તમો ન્યારા—હે પુત્ર.
હે પુત્ર તું આટલી વયમા થયોછે વેરી,
મારવો હોયતો મારૂં તુજને, ડંસ છે ઝેરી—હે પુત્ર.
વચન આપુછું તુજને, હું મદદ છું તારી,
બોલ મિથ્યા ન જાય મારો, સ્હાય છે મારી—રે પુત્ર.

---

**કુંતિભોજ**—

(પુષ્પસેન ધારા નગરીમાં રાજા કુંતિભોજના દરબારમાં જઇ ઉભો રહેછે ત્યારે.—

ગજલ.—

(ઇન્દ્ર સભામાં ગવાતી ઢબની.)

હે પુત્ર તું કોણ છે, તે કહે સાચી વાત,
શુર ક્ષત્રી જેવી તારી, દીસેછે રે જાત.
કયા રાજા તણો બેટો, કઈ રાણીનો તન,
આ કચેરીમાં આવવા, કેમ કીધું તેં મન.

**પુષ્પસેન**:— રાગ—ઉપલો.

હું છું પુત્ર પરમેશનો, પથ્વી મારી માત,

વળી બીજા તમે મારા, છો ધર્મ તણા તાત.
નોકરી માટે આવ્યો છું હું, આપ કેરી પાસ,
આપ મુજને આપશો એવી, રાખુછું હું આશ.
સોંપો એવું કામ જે, ન કોથી બની શકે,
તે કરવાની આશે હું, આવ્યો છું આપ કને.

**સુલેખા—** **ભેરવી.**

રાગ—ચંદ્રમુખીને એકલી.

ઉઠો ઉઠો પુષ્પસેન, સુણો કહું તે મુજ વેણ,
તેડે તમને મુજ બાઈ, પડતી નથી કાંઈ ચેન—ઉઠો૦
માન રાખો મારૂં આજ, છે આ મુજ બાઈનું કાજ,
માટે સથ ચલો આપ, પહેરી સોનેરીરે સાજ.—ઉઠો૦
જો તમો નહિ આવોતો, ગળે પડીશ હું તમને,
છેવટ કહુછું આપને, દોશ દેશો ન અમને.—ઉઠો૦

---

**પદ્માવતી :—**

(પુષ્પસેન પદ્માવતીને મહેલે જાયછે ત્યારે.)

રાગ—નારાયણ નરસિંહ નરોતમ.

ખુશીના દીન છે આજ મહારાજા, આપ પધાર્યા મોહલેરે,
જન્મ મારો આજ સફળ થયોછે, વાત કરો હશી બોલોરે. ખુશી

ભોળા શંભુની કૃપાથી થવાનો, વિચાર મારો પૂરેરે,
કયા રાજાજીના પુત્ર છોજી આપ, વાત કરો હશી બોલોરે ખુશી.
શામાટે પધાર્યા, છો આ દેશમાં, તેનું કારણ કહી દોરે,
શરમ છોડી તમે કહીદો સઘળું શા માટે સરમાઓછોરે. ખુશી.

———0*0———

**પદ્માવતી :—**

( પુષ્પસેન પુછેછે કે તમે કોનીજોડે પરણ્યાછો તે કહે ત્યારે )

રાગ—જળહીલે બાવાજી લોટ.

પરણી છું મુજ મનમાં, દૃષ્ટે પડીયા છો આપ,
તમવિના બીજા પુરૂષ, તે મુજ ભાઇને બાપ. પરણી૦
ઘટતું હોય તેમ કરો, છોજી આપ ચતુર સુજાણ,
જો, ના કહીને નીશરોતો, તમને અરપું હું પ્રાણ. પરણી૦

**પુષ્પસેન :—**

(પદ્માવતી પરણવાનું કહેછે ત્યારે.)

**ગઝલ.**

વાહાલી મારી જાણે તમ તાત, આપણ બેની કરે એ ઘાત (૨)
વિનતા એ મુકીયો વાત, કહે જઇ પરણાવે તાત. (૨)
વા'લી નથી મુને મુજ કાય, મુને ચિંતા તમારી થાય. (૨)
ચતુરાઇ ન ચઉટે વેચાય, એજે જીવ તમારો જાય. (૨)

રાગ ચાલ્લોની સીપાઈ.

**કુંતિભોજ :—**

જાઓને પ્રધાન મારા, ઝટ મોલે આજ,
મોકલુંછું તમને, પુત્રીની ખબર કાજ. જાઓને૦
જઈ પુત્રી મહોલે આજ, આશીશ મુજ કહો;
લગનની વાત કહાડીને, ભેદ એનો લહો. જાઓને૦
કુંવરીને જઈ કહેજો કે, તજો ચિંતા તમો;
સારો સ્વામી શોધી કાઢી, વરાવશું અમો. જાઓને૦
એ સઘળું કહેજો પણ, સાવધ રહેજો વીર;
આ વાત કોઈ ન જાણે, એવી કરો તદબીર. જાઓને૦



**પદ્માવતી :—** **ગઝલ.**

( ઇન્દ્રસભાના ઢાળની. )

હે સખી મુજ પ્રાણપ્યારા, ક્યાં સીધારીયા;
સમય થઈ ગયો પણ, હજી નાવીયા,

**દાસી :—**

રોકાયા હશે બાઈ, એ આ કચેરીમાં;
ત્યાંથી મુક્ત થઈને, પોતે આવશે ઇહાં,

**પદ્માવતી :—**

હે સખી પુષ્પ કચંકી, તું લાવ મુજ કાજ;

ઓઢણી સોનેરી એની,લાવને તું આજ.
દાસી—છો વડોલ બાઇ મુજ,શીર છત્ર આપ,
લો, હાર, કંઠો, દોરો, વળી છે સોનેરી કાપ.
પદ્માવતી—શોભે શણગાર આજ,હું સજ કરી રહી,
તોએ હજુ સ્વામીનાથ, આવીચા નહિ.
દાસી—ધીરજ બાઇ રાખો આપ,આવશે રે કંથ,
મહેલથી તે કચેરીનો,લાંબો છે રે પંથ.

---

## ભૈરવી.

કુંતિભોજ—શુણ મુજ પ્યારી પુત્રી,શું છે તારો વીચાર,
કોણ રાજ કુમાર સાથે, કીધો તેં વહેવાર. શુણ
કેમ મારી પ્યારી પુત્રી,દીસેછે તું ઉદાસ
લાગે જો પગ પુરૂષનો,ઓછો થયો પ્રકાશ. શુણ.
સાંભળી વાત પ્રધાનની,ચઢીછે મુને રીશ.
અન્ય પુરૂષનો પગ અહીં,તેનું કપાવું શીશ. શુણ
સારો સ્વામી શોધી કાઢી, પહોંચાડું મનની આશ,
ધીરજ ધર તું મન વિશે,થઇશ ના નીરાશ. શુણ.



રાગ ક્ષત્રી કલંક,

સાંભળ તું નીમક હરામ,અપરાધી તું પુર્ણ થયો રે,
તેં કીધું અતિ દુષ્ટ કામ. અપરાધી.

મારે મન પ્રગટે હુતાશન. અપરાધી.
અરે સમજ તું તારે મન અપરાધી
તું નીકળ્યો અતિ નિષ્ઠુર. અપરાધી
હું થયો છું હવે અતિ ક્રૂર. અપરાધી
તારા પર થયો છું કોપીત. અપરાધી
હવે થયો છું દયા રહીત. અપરાધી
તેં કીધું અતી નિષીધ્ધ કર્મ, અપરાધી
કામ કીધું તેં છોડી શર્મ, અપરાધી
તને કરૂછું શિક્ષા દેહાંત, અપરાધી
તારી ચંડાળ કરશે ઘાત, અપરાધી
મારે હાથે મારત હું આજ, અપરાધી
છોડું છું ઇશ્વર પુજા કાજ, અપરાધી
પુત્ર સમ ગણી રાખ્યો અહીં, અપરાધી
મૂર્ખ તને શર્મ આવી નહિ, અપરાધી

**માલિની વૃત.**

પુષ્પસેન——કર ચરણ વડજે, મેં કીધાં કર્મ ખોટાં-
શ્રવણ યુગલ ચિતે, મેં કીધાં પાપ મોટાં.
નમુ નમુ નમુ નિત્યે, ઊપકારો સ્મરીને.
કરગરી કહું છું હું, દેજો આશીશ મુને.
નથી નથી નથી આમાં, દોશ બીલકુલ મારો.
સહાય થઇ મુને, નીચ હાથથી ઉગારો.
પ્રિય પ્રિય પ્રિય તારૂં, શું હવે રેજ થાશે.
હર હર હર હવે, તું થી કેમે જીવાશે.

પોલકની ગજલ.

પુષ્પસેનઃ—પદ્માવતીને વિયોગે, પ્રેમ પાશે મરૂં ખરે;
પ્રેમ પવીત્ર પાસથી, નીચ હસ્તે મરૂં અરે—પદ્મ
પ્યારી તારૂં શું થશે, મ્રત્યુ થકી મા'રા ખરે;
વ્હાલી પ્રીયા શુણીનેઆ, પ્રાણ કાઢીને મરે—પદ્મા
પ્રિય સુલોચના પ્રિયા, તારૂં હવે શું થશે;
વૃદ્ધ માત-પિતા વળી, મરશે વિયોગમાં અરે—પદ્મા



(પુષ્પસેનને ચંડાળો મારવા લઈ જાયછે તેની ખબર પડેછે,
ત્યારેઃ— લલિત.

પદ્માવતીઃ—અરર સ્વામીરે, કેમ રે ગયા,
અરર મા'રી શું, આવી ના દયા;
જો પીયુ મરે, (તો) પ્રાણ જાયરે,
તમ વિના હવે, કષ્ટ થાયરે. ૧
પ્રિય હું વ્હાલથી, ભેટતી હતી,
તુજથી આપનો, પ્રેમતો અતિ;
અરર હે પ્રભુ, પાપ મેં કર્યાં,
અરર નાથજી, કેમ ચાલીઆ. ૨
પ્રીય પ્રભુ હવે, હાથ ઝાલરે,
પ્રિય પતી તણું, સુખ આલરે,
નમી નમી કહું, વિશ્વના પતી;
વિનતી સુણીને, સોંપજો પતી. ૩

અરર હો પ્રભુ, શું હવે કરૂં,
વગર સ્વામીએ, ઝુરીને મરૂં;
ક્યમ કરી હવે, દેહ નિર્ગમું,
અરર કેટલી, દેહને દમું.! ૪
કરમ કેટલાં, મેં કર્યાં હશે,
શાંતિ તેહની, શી રીતે થશે?
ઓ પ્રભુ તું સ્વા–મીને બચાવજે,
કૃપા કરી સહુ, કષ્ટ કાપજે. ૫
જો પતી મરે, નિશ્ચે હું મરૂં;
કાંઈ નહિ સુઝે, (તો) કુપમાં પડું;
હૃદય તો બળી, જાય માહરૂં,
સ્વામી વિના હવે, જીવી શું કરૂં. ૬

---

ગરબી. રાગ. રઘુપતી રામ.

ચંદ્રાવળી:—સાંભળોરે તમે મારી વાતરે, તમે છોજી મારા ભ્રાતરે
તમને કહેવું નહિ વિખ્યાત, સાંભળો મારી વાત મારા ભાઈઓરે.
તમે છોડીદો આવા કુમારનેરે, તમને આપીશ હું શણગારરે
તમે શું કરવા કરોછો ઘાત, સાંભળો મારી વાત મારા ભાઈઓરે.
એ મારે છે તુલ્ય ભ્રાત રે, એ છે ક્ષત્રીનીતો જાતરે
કોઈ વખતે લાગશે કામ, સાંભળો મારી વાત મારા ભાઈઓરે
હું આપુંછું તમને ધન રે, હું સંતોષુછું તમ મનરે
વળી આજનો છે સારો દન, સાંભળો મારી વાત મારા ભાઈઓરે.
માટે જવાદો એ બાળકને રે, હું તો કહુંછું તમારી ખાતરરે.
થાઓ જન્મ તણા દાતાર, સાંભળો મારી વાત મારા ભાઈઓરે.

**ઠુમરી.** રાગ. વરસાદ ચઢયો.

ગમત પડી ગમત પડી.
આ રાજ સભામાં ગમત પડીરે ગમત પડી.
રોશનીમાં ઘણી ખુબી કરીછે,
બલીહારી એમાછે તારી ઘણીરે. ગમત પડી.
"પુષ્પસેન પદ્માવતી" પરણ્યા,
એમાં ખુબીછે ઘણી ન્યારીરે. ગમત પડી.
આ ખુશાલીના દીનની માંય,
ઇનામ દો એ વિનંતી મારીરે. ગમત પડી.

કુંતિભોજ:—યો બક્ષીસ યો બક્ષીસ યો બક્ષીસ પુર.
ધનરાજ:—આજ્ઞા માફીક ધનઆદી આપુછું હજુર.



(પશ્ચાતાપ કરેછે.)

કુંતિભોજ:— માલિની વૃત.

ધિઃક ધિઃક ધિઃક મુજને, કોપ કીધો નઠારો ;
દુષ્ટજન જાણી, મુજ જામાત્ર માર્યો.
હર હર પળમાં હે, રત્ન ખોયું કરેથી ;
પાપી નિશ્ચે હું ઠર્યો, વેગથયું પ્રિયેથી.
નીર અપરાધી હતો, એહ જામાત્ર મારો,
વિરૂદ્ધ હુકમ આપી, દુભવ્યો પુષ્પ પ્યારો.
ધિઃક ધિઃક ધિઃક હું તો જીવતોરે મુવેલો,
શરણ આવ્યો તેહને, મારીયામે પહેલો.

કુંતિભોજ:— આશા ગોડી.

મેં ધિઃક્કાર્યા તમને, વહાલા મારા મેં ધિક્કાર્યા તમને.—ટેર

અજાણ્ પણામાં એરે થયું છે, દોશ દેશો ન અમને. વહાલા.
ગુનેગાર હું તો પૂર્ણ થયોછું, માફી બક્ષોની હમને. વહાલા.
તોજ આજીવને આરામ મળશે, ધિક ધિક ધિક મુજને. વહાલા.
મુજ પ્રિયાએ બહુ સમજાવ્યો, તોયે ન સમજયો કરમે. વહાલા.
વાત ન માની મારી પ્રિયાની, સમજયો નહીં કપટને: વહાલા.
પુસ્પસેન:—(રાજા કુંતિભોજને શોક નહિ કરવાને સમજાવેછે.).



શાર્દૂલ વિક્રિડિત.

શાને શોક ધરો મન વિષે, મુઝાવછો શીદને,
આશા પૂર્ણ કરી દયાળ દીનનો, તજાવશે શોચને;
માટે શોક વ્રથા ગણી તમ તણો, મુકો વિસારી ખરે;
હમેશાં તમ દાસ તનમનથકિ, જે કહો તે કરે.

(પુષ્પસેન પોતાને દેશ જતી વખતે સુલોચનાને પત્ર લખેછે)

રાગ. (ગુરૂ ગોવિંદના મહિનાનો.)

પુષ્પસેન:–સ્વસ્તી શ્રી ચંપાવતી શહેર. શોભે સારૂં રે;
જ્યાં વસેછે મુજ પ્રાણ, ચિત્ત ચોરી મારૂં રે.
મુજ પ્રાણ પ્રિયા પવિત્ર, હકીકત મારીરે;
શુણજે તું મારા પ્રાણ, કહું છું વિસ્તારીરે.
પ્રીયા મળી મુજને જેહ, જક્ષાણી પ્રવાશેરે;
એકદમ આવી તેહ, અચાનક પાસેરે
થયો બોલાબોલીનો પ્રસંગ, પ્રીયા મારીરે;

પ્રભુ થઈને રે પ્રસન્ન, આપ્યા વાળ તોડીરે.
પ્રીયા ત્યાં મુજને ઝાળ, પ્રગટી મોટીરે;
મારવાને થયો તૈયાર, થવું નહિ ખોટીરે.
હું અને મુજ અશ્વ બે, થયા રવાનારે;
તુંને પત્ર મોકલ્યો મેં, ખબર આપવાનેરે.
પ્રીયા સંભાળજે રૂડી પેર, પતિવૃત તારૂં રે;
હવે આવીશ હું જલ્દી ઘેર, સત્ય પ્રમાણું રે.
હું છું ધારા નગરીમાં, કુંતિભોજ શરણેરે;
હું કરૂં છું નોકરી ત્યાં, નમી એને ચરણેરે.
પ્રિયા ખુશ થઈ મુજ પર, દીધી એણે પુત્રીરે;
એનું "પદ્માવતી" છે નામ, ડાહીને સુત્રીરે.
પ્રીયા મારીછે અશીશ, ચીરંજીવી રહેરે;
તું મનમાં રીશ ન ધરીશ, એમ પુષ્પક કહેરે.

——*0*0*——

સૂત્રધારઃ—

## નારાચ છંદ.

પ્રભુ—કૃપા નીધાન સર્વશક્તિમાન છો બહુ,
તમે દયાળ છો કૃપાળ ભક્તિ પાળરે પ્રભુ;
અપાર શક્તિ ધારનાર તારનાર નાથને,
વદી વદી વદી હું નિત્યનમું વિશ્વનાથને.
સૃજાવનાર સૃષ્ટિ કાર્યથી દીસો તમે અહિ,
અનાથ—નાથ નિત્ય સત્ય સધના તમે ધણી;
નમી ગયાજ નાસ્તિકો મુકી દીધા વિવાદને,
વદી વદી વદી હું નિત્ય નમુ વિશ્વનાથને.

નટી:— રાગ ઉપલો.

અતિ દયા ક્ષમા કૃપા પ્રભૂ સ્વભાવમાં હી,
દયાઘના દયા તમારી તે. ગણાય છે નકી
પ્રણામ વારંવાર હું કરૂં છું પ્રાણનાથને,
વદી વદી વદી હું નિત્ય નમું વિશ્વનાથને.

## રાગ કલ્યાણ.

સર્વ પાત્રો:—સહુ સભાજનો, પ્રેમ રાખજો તમો
'ખેલ પુર્ણ થયો' રજા માંગીએ અમો. ટેક.
પુષ્પસેન મોહ પાસમાં પડી, ગયો ન રાણની માંહે
ચંપકસેને દીઠો ન દીકરો, રીસે ભરાણો રાય— સહુ.
રાયે પાણ† રાખી પોતાનું, કાઢયો પુત્ર વનવાસ
પિતા-વચન પાળવા ગયો તે, કુંતિભોજની પાસ. સહુ.
સાદ્દણ તમને કહી સંભળાવ્યું, પુષ્પસેન ચરિત્ર
ઘણા રાજાઓ થઈ ગયા પણ, રાખી ન આવી રીત. સહુ.
અવર ખેલમાં આપ પધારવા, તસ્દી લેશો આમ
હાશી ખુશાલીથી ગૃહસ્થો પધારો મુકામ. સહુ.

---

† વચન.

# જાહેર ખબર.

——*0*0*——

અત્રેના તથા બહારના સુજ્ઞ ગૃહસ્થોને વિનંતી કરવામાં આવેછે કે અમારી તરફથી નીચે લખેલાં પુસ્તકો હવે પછી બહાર પડશે.

પુષ્પક નાટક મોટું........... ૦–૧૨–૦
સદર ગાયન (છપાયાંછે)......૦—૨–૦
ચંદ્રહાસ નાટક મોટું ..........૧—૦–૦
સદર ગાયન ....................૦—૩–૦

સામટી ખરીદ કરનારને કમીશન વિગેરેનો પાકો બંદોબસ્ત કરી આપવામાં આવશે. પત્ર વહેવાર નીચેને સરનામે રાખવો, અથવા જાતે મળવું.

મી૦ મુકનરાય ઇચ્છારામ. સુરત નાગર ફળીયા.

ઉપર લખેલાં પુસ્તકો નીચલે ઠેકાણેથી મળશે.

સુરત—મગનલાલ રાજારામ વ્યાસ. સુરત સોનીફળીઆ વ. ઘેશ્વરીની પોળ.

છબીલદાસ જગજીવનદાસ પારેખ. સુરત હરીપરે હાટ ફળીયામાં.

કેશવરામ રાજારામ ત્રીવેદી. સુરત હવાડીએ ચકલે.

તથા આ ખેલ ભજવનારી કંપનીમાંથી પણ મળશે.

I. R. Trivedi.